1926 22-2-1926

श्री

Reg No

# पाण्डव गीता.

સંસ્કૃત ઉપરથી શુદ્ધ ગુજરાતીમાં ભાષાન્તર કરનાર.

વે. શા. સં શાસ્ત્રી પ્રહલાદજીભાઈ અમથારામ

પ્રશ્નોરા નાગર—અમદાવાદના.

છપાવી પ્રસિદ્ધ કરનાર,

દાક્તર ચુનીલાલ જેકીશનદાસ.

ઠે. કાળુપુર શ્યામમહેતાની પોળમાં, ગણેશજી દિવાનના

ખાંચામાં—અમદાવાદ.

ધી વીરશાસન પ્રિન્ટીંગ પ્રેસમાં શાહ રતીલાલ છોટાલાલે

છાપ્યું. કાળુપુર શ્યામપટેલની પોળ—અમદાવાદ.

સંવત ૧૯૮૨ સને ૧૯૨૬

પ્રત ૨૦૦૦ આવૃત્તિ ૧ લી

કીંમત સદુપયોગ.

23451

૧૩૬૫૭

# ઉપોદ્‌ઘાત.

---

સર્વે હરિજનોને આત્મચિન્તવન કરાવનાર, તથા ભગવાન "શ્રીકૃષ્ણચન્દ્ર"ના સ્વરૂપને ઓળખાવનાર, તેમજ જેમના નામનો તથા ગુણનો અપાર મહિમા વર્ણવ્યો છે, તે આ પાંડવગીતાના મૂળ ઉપરથી ગુજરાતીમાં ભાષાંતર વે. શા. સં. શાસ્ત્રીજી પ્રહ્લાદજીભાઇ અમથારામ પંચોળી, ગામ ચરાડાવાળા એમણે કર્યું છે. અને આ પાંડવગીતાનામનું સ્તોત્ર દાક્તર સાહેબ ચુનીલાલ જેકીશનદાસે પોતાનાં સ્વર્ગસ્થ ધર્મપત્નિ બાઇ પરસન બાઇના સ્મરણાર્થે સંવત ૧૯૮૨ના અશાડ સુદી ૨ ના રોજ છપાવ્યું છે. યોગ્ય ભક્તોને અને નિરંતર પાઠ કરનારાઓને વિના મૂલ્યે આપવામાં આવશે.

મળવાનું ઠેકાણું:—

**૧ પટેલ મોહનલાલ ધનાભાઇ.**

ઠે. પ્રેમ દરવાજામાં શ્રીયુત ૧૦૦૮ શ્રી સરયુદાસજી મહારાજજીના મંદીરમાં—**અમદાવાદ.**

**૨ દાક્તર ચુનીલાલ જેકીશનદાસ શાહ.**

ઠે. રાજામહેતાની પોળ, કાનજી દીવાનના ખાંચામાં કાળુપુર,—**અમદાવાદ.**

૫૨૨૧૯
વિદ્યાપીઠ ગ્રંથાલય
અમદાવાદ
ગુજરાતી કૉપીરાઈટ-સંગ્રહ

# पांडवगीता

श्रीमणेशायनमः ॥ पांडव उवाच ॥ प्रल्हाद नारद पराशर पुण्डरीक, व्यासांबरीष शुक शौनक भीष्मदाल्भ्यान् ॥ रुक्मांगदार्जुन वसिष्ठ विभीषणादीन्पुण्यानिमान्परम भागवतान्स्मरामि ॥ १ ॥

શ્રી ગણેશાયનમઃ શ્રીસદ્‌ગુરૂ ચરણ કમળેભ્યોનમઃ અથ ટીકાઃ—પ્રહ્લાદજી, નારદજી, પરાશરઋષિ, પુંડરીક, વ્યાસજી, અમ્બરીષરાજા, શ્રી શુકદેવજી, શૌનક ઋષિ, ભિષ્મપિતા, દાલ્ભ્ય ઋષિ, રૂકમાંગદ, અર્જુનજી, વસિષ્ઠ ઋષિ, વિભીષણ વિગેરે પરમ પવિત્ર પરમાત્માના ભક્તોનું હું સ્મરણ કરૂં છું. ॥૧॥

॥ लोमहर्षण उवाच ॥ धर्मोविवर्धति युधिष्ठिर कीर्तनेन पापं प्रणश्यति वृकोदर कीर्तनेन ॥ शत्रुर्विनश्यति धनंजय कीर्तनेन माद्रीसुतौ कथयता नभवंतिरोगाः ॥ २ ॥

લોમહર્ષણ ઋષિ કહે છેઃ—યુધિષ્ઠિરનું નામ કિર્તન કરવાથી ધર્મની વૃદ્ધિ થાય છે, ભીમસેનનું નામ કિર્તન કરવાથી સર્વ પાપ નાશ પામે છે, અર્જુનનું નામ કિર્તન કરવાથી શત્રુનો નાશ થાય છે, અને સહદેવ તથા નકુલનું નામ કિર્તન કરનારાઓને રોગ થતા નથી. ॥૨॥

॥ ब्रह्मोवाच ॥ येमानवा विगतराग परावरज्ञा नारायणंसुरगुरुंसततंस्मरंति ॥ ध्यानेन तेनहत किल्बिष चेतनास्ते मातुः पयोधररसं न पुनः पिबंति ॥३॥

બ્રહ્માજી કહે છેઃ-જે મનુષ્યો સંસારમાં પ્રીતિવાળા નથી અને સગુણ નિર્ગુણ એવા ઇશ્વરના સ્વરૂપને જાણે છે, તથા દેવોના ગુરૂ નારાયણને નિરંતર સંભારે છે; તે માણસો પરમાત્માના ધ્યાનથી અંતઃકરણ શુદ્ધ થવાથી માતાના દુધને ફરી પીતા નથી. તાત્પર્ય કે તેમને ફરીથી સંસારમાં આવવું પડતું નથી. ॥૩॥

॥ इंद्रउवाच ॥ नारायणोनाम नरोनराणां प्रसिद्धचौरः कथितः पृथिव्याम् ॥ अनेक जन्मार्जित पाप-

संचयं हरत्यशेषं स्मरतां सदैव ॥ ४ ॥

ઇન્દ્ર કહે છેઃ—પૃથ્વીમાં ચોરી કરનારા ચોર ઘણા છે, પરન્તુ તે સર્વ પૈકી નારાયણ શ્રી હરિ સર્વથી શ્રેષ્ઠ ચોર છે કારણ કે, ચોર લોકો માત્ર દ્રવ્ય વસ્તુનેજ ચોરી જાય છે; અને આ નારાયણ નામના ચોર તો પોતાનું સ્મરણ કરનારાનાં અનેક જન્મનાં અદ્રશ્યરૂપ પાપના ઢગલાઓને ચોરી જાય છે. ॥૪॥

॥ युधिष्ठिर उवाच ॥ मेघश्यामं पीतकौशेय वासं श्री वत्सांकंकौस्तुभोद्भासितांगम् ॥ पुण्योपेतं पुंडरी-कायताक्षं विष्णु वंदे सर्व लोकैकनाथम् ॥ ५ ॥

યુધિષ્ઠિર કહે છેઃ—મેઘના જેવા શ્યામ શરીરવાળા, પીળાં પીતાંબર ધારણ કરનાર, શ્રી વત્સચિન્હ જેમની છાતીમાં છે, કૌસ્તુભમણિથી જેમનું શરીર શોભે છે, તથા પુણ્યથી યુક્ત કમળના જેવાં સુંદર જેમનાં નેત્ર છે એવા સર્વ જગતના સ્વામી શ્રી વિષ્ણુ ભગવાનને નમસ્કાર કરૂં છું. ॥૫॥

॥ भीमसेन उवाच ॥ जलौघमग्ना सचराचराधरा

त्रिषाणकोटयाखिलविश्वमूर्तिना ॥ समुद्धृतायेनवराहरूपिणा समेस्वयंभूर्भगवान्प्रसीदताम् ॥६॥

ભીમસેન કહે છેઃ—સર્વ જગત જેનું સ્વરૂપ છે એવા જે વરાહ ભગવાને સ્થાવર જંગમ સાથે પ્રલય કાળના મહાજળમાં ડુબેલી પૃથ્વી પોતાના દાંતની અણી ઉપર ચઢાવીને બહાર કાઢી, તે પોતાની ઇચ્છાથી પ્રગટ થએલા વરાહ ભગવાન મને પ્રસન્ન થાઓ. ॥૬॥

॥ अर्जुन उवाच ॥ अचिंत्यमव्यक्तमनंतमव्ययं विभुं प्रभुं भावित विश्व भावनम् ॥ त्रैलोक्य विस्तारविचारकारकं हरिं प्रपन्नोस्मि गतिं महात्मनाः ॥७॥

અર્જુન કહે છેઃ—જે પરમાત્મા મનના વિષયમાં આવતા નથી, અર્થાત્ મન જેમનું ચિંતન કરી શકતું નથી, નેત્ર વિગેરે ઇન્દ્રિયોથી જે દ્રષ્ય થતા નથી; જેમના સ્વરૂપનો અંત નથી, જે અવિનાશી છે, અને સર્વ ઠેકાણે વ્યાપી રહેલા છે, જે સર્વ સામર્થ્ય ધારણ કરે છે અને સમગ્ર વિશ્વની રચના કરનાર તથા ત્રણ લોકોના વિસ્તારનો વિચાર કરનાર, મહાત્માઓની ગતિ-

રૂપ, તથા શરણુ લેનાર ભકતોના પાપને હરણુ કરનાર શ્રી હરિનું હું શરણુ લઉં છું. ॥૭॥

॥ नकुल उवाच ॥ यान्ति [illegible] स्तात्कालपाशानुबद्धो यदिच कुलविहीने जायते पक्षि कीटे ॥ कृमिशतमपि गत्वा जायते चांतरात्मा ममभवतु हृदिस्थे केशवे भक्तिरेका ॥ ८ ॥

નકુલ કહે છે:—કાલપાસથી બંધાએલો મારો જીવાત્મા ભલે નીચિ યોનિમાં, કુલહીન મનુષ્ય જાતિમાં. તથા તેથી પણુ નીચિ કૃમી, કીટ યોનિમાં સેંકડોવાર જન્મે પરન્તુ અંતર્યામી કેશવમાં ભક્તિ પ્રાપ્ત થાય એજ ઇચ્છું છું. ॥૮॥

॥ सहदेव उवाच ॥ तस्य यज्ञ वराहस्य विष्णोरतुलतेजसः ॥ प्रणामं येप्रकुर्वंति तेषामपिनमोनमः ॥९॥

સહદેવ કહે છે, યજ્ઞ વરાહ અવતાર ધારણુ કરનાર અને અત્યંત જેમનું તેજ છે, એવા વિષ્ણુ ભગવાનને જેઓ નમસ્કાર કરે છે તે પુરૂષોને હું વારંવાર નમસ્કાર કરૂં છું. ॥ ૯ ॥

॥ कुंत्युवाच ॥ स्वकर्मफलनिर्दिष्टां यांयांयोनिंव्रजा-
म्यहम् ॥ तस्यांतस्यांहृषीकेशत्वयिभक्तिर्दृढास्तु मे ॥

કુન્તાજી કહે છેઃ—હે ઇન્દ્રિયોના નિયન્તા ઇશ્વર, મારા પોતાના કરેલાં કર્મ પ્રમાણે મને મળેલી જે જે યોનિમાં હું જાઉં; ત્યાં ત્યાં મને દઢભક્તિ પ્રાપ્ત થજો એમ મારી પ્રાર્થના છે. ॥ ૧૦ ॥

॥ माद्र्युवाच ॥ कृष्णे रताः कृष्ण मनुस्मरंति
रात्रौ च कृष्णं पुनरुत्थिताये ॥ ते भिन्न देहाः प्र-
विशंति कृष्णं हविर्यथा मंत्र हुतं हुताशं ॥ ११ ॥

માદ્રી કહે છેઃ—શ્રી કૃષ્ણમાં સંપૂર્ણ પ્રીતિવાળા જે પુરૂષો રાત્રિ દિવસ શ્રી કૃષ્ણનું સ્મરણ કરે છે; તે પુરૂષો જેમ અગ્નિમાં શ્રદ્ધાથી હોમેલું હુત દ્રવ્ય ભગવાનને પહોંચે છે, તેમ શરીરનો ત્યાગ થવા પછી શ્રી કૃષ્ણના સ્વરૂપને પામે છે. ॥ ૧૧ ॥

॥ द्रुपदउवाच ॥ कीटेषुपक्षिषुमृगेषुसरीसृपेषु रक्षः
पिशाचमनुजेष्वपियत्रयत्र ॥ जातस्यमेभवतुकेशव
त्वत्प्रसादात्त्वय्येवभक्तिरचलाऽव्यभिचारिणीच॥१२

દ્રુપદ રાજા કહે છેઃ—હે કેશવ ! કીડા, પક્ષિ, પશુ, મૃગાદિક અને સરપોલીયાં વિગેરે અથવા રાક્ષસ, પિશાચ, અને મનુષ્ય વિગેરે જે જે શરીરમાં મારો જન્મ થાય; તે તે શરીરમાં તમારી કૃપાથી તમારા ચરણમાં દ્રઢ અને એક સરખી ભક્તિ સદા મને મળજો, એ માગું છું. ॥ ૧૨ ॥

॥ सुभद्रोवाच ॥ एकोपि कृष्णस्य कृतः प्रंणामो दशाश्वमेधा बभृथेन तुल्यः ॥ दशाश्वमेधी पुनरेति जन्म कृष्ण प्रणामी न पुनर्भवाय ॥ १३ ॥

સુભદ્રાજી કહે છેઃ—દશ અશ્વમેધ યજ્ઞના અવંભૃથ સ્નાન ( યજ્ઞના અંતે સ્નાન કરવું તે )ના ફળ કરતાં પણ એકવાર શ્રી કૃષ્ણને કરેલા પ્રણામનું ફળ વધારે છે, કારણ કે દશ અશ્વમેધના અવભૃથ સ્નાન કરનારને ફરીથી જન્મ લેવો પડે છે; પણ શ્રી કૃષ્ણને પ્રણામ કરનારને તો ફરીથી જન્મ લેવો પડતો નથી.।૧૩।

॥ अभिमन्यु रुवाच ॥ गोविंद गोविंद हरे मुरारे गोविंद गोविंद रथांग पाणे ॥ गोविंद गोविंद मुकुंद कृष्ण गोविंद गोविंद नमो नमस्ते ॥ १४ ॥

અભિમન્યુ કહે છેઃ—હે ગોવિન્દ, હે ગોવિન્દ, હે હરે, હે મુરારે, હે ગોવિન્દ, હે ગોવિન્દ, હે રથાંગપાણે, (રથનું પૈડું હાથમાં ધારણ કર્યું છે જેણે એવા) હે ગોવિન્દ, હે મુકુન્દ, હે કૃષ્ણ, હે ગોવિન્દ, હે ગોવિન્દ, આપને હું વારંવાર નમસ્કાર કરૂં છું ॥ ૧૪ ॥

॥ धृष्टद्युम्न उवाच ॥ श्रीराम नारायण वासुदेव गोविंद वैकुंठ मुकुंद कृष्ण ॥ श्रीकेशवानंत नृसिंह विष्णो मांत्राहि संसार भुजंग दष्टम् ॥ १५ ॥

ધૃષ્ટદ્યુમ્ન કહે છે, હે શ્રીરામ હે નારાયણ હે વાસુદેવ હે ગોવિંદ હે વૈકુંઠ હે મુકુંદ હે કેશવ હે અનંત હે નૃસિંહ હે વિષ્ણો સંસારરૂપિ સર્પ જેને ડસ્યો છે, એવો જે હું તેનું રક્ષણ કરો. ॥ ૧૫ ॥

॥ सात्यकिरुवाच ॥ अप्रमेयहरेविष्णो कृष्ण दामोदराच्युत ॥ गोविंदानंत सर्वेश वासुदेव नमोस्तुते॥१६॥

સાત્યકિ કહે છેઃ—હે અપ્રમેય, હે હરે, હે વિષ્ણો, હે કૃષ્ણ, હે દામોદર, હે અચ્યુત, હે ગોવિન્દ, હે અનન્ત, હે સર્વેશ, હે વાસુદેવ, હું આપને નમસ્કાર કરૂં છું. ॥ ૧૬ ॥

॥ उद्धवउवाच ॥ वासुदेवं प[रि]त्यज्य योन्यं देवमुपासते ॥ तृषितोजान्हवीतीरे कूपंखनात[ि] [दुर्]मतिः॥१७॥

ઉદ્ધવજી કહે છે:—વાસુદેવ ભગવાનનો ત્યાગ કરીને બીજા દેવની ભક્તિ કરનાર માણસ, તરશ્યો થએલો માણસ જેમ શ્રી ગંગાજીના કિનારે કૂવો ખોદવા બેસે; તેની માફક બુદ્ધિહીન જાણવો. ॥ ૧૭ ॥

॥ धौम्यउवाच ॥ अपां समीपे [शय]नासनस्थितौ दिवाचरात्रौच यथाऽधिगच्छता ॥ यद्यस्ति किंचित्सुकृतं कृतं मया जनार्दन स्तेन कृतेन तुष्यतु ॥ १८ ॥

ધૌમ્ય ઋષિ કહે છે:—જળાશયો ઉપર, સુતાં, બેસતાં, રાત્રે, દિવસે, હરતાં, ફરતાં, જે કાંઈ મેં સત્કર્મ કર્યું હોય તો તે સર્વ હું અર્પણ કરૂં છું; જેથી જનાર્દન ભગવાન મને પ્રસન્ન થાઓ. ॥ ૧૮ ॥

॥ [स]ंजयउवाच ॥ आर्ता विषण्णाः शिथिलाश्च भीता घोरेषुव्याघ्रादिषु वर्तमानाः ॥ संकीर्त्य नारायणशब्द मात्रं विमुक्त दुःखाः सुखिनो भवंति ॥१९॥

સંજય કહે છેઃ–દુઃખીઆરા, ખિન્ન થએલા, શિથિલ અને ભયભીત બનેલા, તથા સીંહ વિગેરે ભયંકર પ્રાણીઓ વચ્ચે સપડાએલા માણસો; માત્ર નારાયણનું નામ લેવાથીજ સર્વ દુઃખથી છુટી પરમ સુખને પામે છે. ॥ ૧૯ ॥

॥ अक्रूरउवाच ॥ अहांहिनारायण दास दास दासानुदास स्यचदास दासः ॥ अन्येभ्य ईशो जगतो नराणां तस्मादहं चान्य तरोस्मि लोके ॥ २० ॥

અક્રુરજી કહે છેઃ—હું નારાયણના દાસના દાસના સાધારણ દાસનો દાસ છું, જગતના ઇશ્વર બીજા છે, અને હું તેમનાથી જુદો છું ॥ ૨૦ ॥

॥ विदुर उवाच ॥ वासुदेवस्य ये भक्ताः शांता स्तद्गतमानसाः ॥ तेषां दासस्य दासोहं भवेयं जन्म जन्मानि ॥ २१ ॥

વિદુરજી કહે છેઃ—શાન્ત અંતઃકરણવાળા, અને વાસુદેવ ભગવાનમાં જેમનું અંતઃકરણ નિરંતર શાન્ત થયું છે, એવા માહાત્માઓનો હું દરેક જન્મમાં દાસ થાઉં એવી હું પ્રાર્થના કરૂં છું ॥ ૨૧ ॥

॥ भीष्म उवाच ॥ विपरीतेषुकालेषुपरिक्षीणेषु बंधु-
षु ॥ त्राहिमां कृपया कृष्ण शरणागत वत्सल ॥२२॥

ભીષ્મપિતા કહે છેઃ—શરણમાં આવેલા જીવ ઉપર પ્રીતિ રાખનાર હે શ્રી કૃષ્ણ! સમય બદલાઇ જવાથી બંધુઓનો ક્ષય થયો છે, તો હવે આપ દયાથી મારી રક્ષા કરો. ॥ ૨૨ ॥

॥ द्रोणाचार्य उवाच ॥ ये ये हता श्चक्रधरेणराजं
स्त्रैलोक्य नाथेन जनार्दने न ॥ ते ते नरा विष्णु
पुरं प्रयाताः क्रोधोपि देवस्य वरेण तुल्यः ॥२३॥

દ્રોણાચાર્યજી કહે છેઃ—હે રાજા! ત્રણ લોકના સ્વામી, હાથમાં સુદર્શન ચક્ર ધારણ કરનાર શ્રી કૃષ્ણ ભગવાનનાં દર્શન કરતાં જે જે મરી ગયા, તે તે મનુષ્યો વૈકુંઠ લોકને પામ્યા, અહો!!! પરમાત્માનો ક્રોધ પણ દયાના સરખો છે. ॥ ૨૩ ॥

॥ कृपाचार्य उवाच ॥ मज्जन्मनः फलमिदं मधुकैट-
भारे मत्प्रार्थनीय मदनुग्रह एषएव ॥ त्वद्भृत्य

भृत्य परिचारक भृत्य भृत्य भृत्यस्य भृत्य इतिमां स्मरलोकनाथ ॥ २४ ॥

કૃપાચાર્ય કહે છે:—હે જગતના નાથ ! મધુ કેટભના શત્રુ ! મારા ઉપર આપની દયા તેજ મારા જન્મનું ફળ છે, અને તેજ મારે ઇચ્છવાયોગ્ય છે કે; આપનાં સેવકના સેવકનો સેવક અને તેના સેવકનો પણ સેવક છું એમ સમજી મને યાદ કરો. ॥ ૨૪ ॥

॥ अश्वत्थामोवाच ॥ गोविंद केशव जनार्दन वासुदेव विश्वेश विश्व मधुसूदन विश्वनाथ ॥ श्रीपद्मनाभ पुरुषोत्तम पुष्कराक्ष नारायणाच्युत नृसिंह नमो नमस्ते ॥ २५ ॥

અશ્વત્થામા કહે છે:—હે કેશવ ! હે ગોવિન્દ ! હે વાસુદેવ ! હે જનાર્દન ! હે વિશ્વેશ ! હે વિશ્વ ! હે મધુસુદન ! હે વિશ્વનાથ ! હે શ્રી પદ્મનાભ ! હે પુરુષોત્તમ ! હે પુષ્કરાક્ષ ! હે નારાયણ ! હે અચ્યુત ! હે નૃસિંહ ! હું આપને નમસ્કાર કરૂં છું. ॥ ૨૫ ॥

॥ कर्णउवाच ॥ नान्यंवदामिन शृणोमिन चिंतया-

मि नान्यं स्मरामि न भजामिं न चाश्रयामि ॥ भक्त्यात्वदीय चरणांबुज मन्तरेण ॥ श्री श्री निवास पुरुषोत्तम देहिदास्यम् ॥ २६ ॥

કર્ણ કહે છેઃ—હે શ્રી નિવાસ ! હે પુરૂષોત્તમ ! હું આપના વિના બીજું કાંઇ પણ ભાષણ કરતો નથી, આપના કિર્તન વિના બીજું કાંઇ સાંભળતો નથી, આપના શિવાય બીજું કાંઇ ચિન્તન કરતો નથી, આપના શિવાય બીજું કાંઇ સંભારતો નથી, આપના શિવાય બીજાનું ભજન કરતો નથી, અને આપનાં શિવાય બીજાનો આશરો લેતો નથી; માત્ર ભક્તિથી આપના ચરણ કમળનોજ આશ્રય કરૂં છું માટે મને આપનું દાસ્યપણું આપો. ॥ ૨૬ ॥

॥ धृतराष्ट्र उवाच ॥ नमोनमः कारण वामनाय नारायणायामित विक्रमाय ॥ श्रीशार्ङ्गचक्राब्ज गदाधराय नमोस्तु तस्मै पुरुषोत्तमाय ॥ २७ ॥

ધૃતરાષ્ટ્ર કહે છેઃ—કોઇ કારણને લીધે શ્રી વામનજી સ્વરૂપ બનેલા નારાયણ, અને અદ્ભૂત જેમનું

પરાક્રમ છે; એવા શાર્ઙ્ગ ધનુષ્ય, સુદર્શન ચક્ર, કમળ અને કૌમોદકી ગદાને ધારણ કરનારા હે પુરૂષોત્તમ ! હું આપને નમસ્કાર કરૂં છું. ॥ ૨૭ ॥

॥ गांधार्युवाच ॥ त्वमेवमाता च पितात्वमेव । त्वमेव बंधु श्च सखा त्वमेव ॥ त्वमेव विद्या द्रविणं त्वमेव । त्वमेव सर्वं मम देवदेव ॥ २८ ॥

ગાન્ધારી કહે છેઃ–હે દેવના દેવ ! મ્હારે માતા, પિતા, બન્ધુ, સખા, વિદ્યા, લક્ષ્મી તથા બધું તમેજ છો. ॥ ૨૮ ॥

॥ द्रौपद्युवाच ॥ यज्ञेशाच्युतगोविंद माधवानंत केशव ॥ कृष्णविष्णो हृषीकेश वासुदेव नमोस्तुते॥२९।

દ્રૌપદિ કહે છેઃ–હે યજ્ઞેશ ! હે અચ્યુત ! હે ગોવિન્દ ! હે માધવ ! હે અનન્ત ! હે કેશવ ! હે શ્રી કૃષ્ણ ! હે વિષ્ણો ! હે હૃષિકેશ ! હે વાસુદેવ ! હું આપને નમસ્કાર કરૂં છું. ॥ ૨૯ ॥

॥ जयद्रथउवाच ॥ नमः कृष्णाय देवाय ब्रह्मणेऽनंत

मूर्तये ॥ योगेश्वराययोगाय त्वामहं शरणंगतः।३०।

જયદ્રથ કહે છેઃ—શ્રી કૃષ્ણ! વાસુદેવ! બ્રહ્મ, અનન્ત મુર્તિ, યોગેશ્વર, અને યોગરૂપ એવા હું આપને શરણે છું. ॥ ૩૦ ॥

॥ विकर्णउवाच ॥ कृष्णाय वासुदेवाय देवकीनंदनाय च ॥ नंदगोप कुमाराय गोविंदाय नमोनमः ॥३१॥

વિકર્ણ કહે છેઃ—શ્રી કૃષ્ણ, વાસુદેવ, દેવકીજીના પુત્ર, અને નંદગોપના કુમાર, એવા ગોવિન્દ ભગવાનને હું વારંવાર નમસ્કાર કરૂં છું. ॥ ૩૧ ॥

॥ सोमदत्तउवाच ॥ नमः परम कल्याण नमस्ते विश्वभावन ॥ वासुदेवायशांताययदूनांपतयेनमः।३२।

સોમદત્ત કહે છેઃ—પરમ કલ્યાણરૂપ અને જગતને ઉત્પન્ન કરનાર વસુદેવજીના પુત્ર, તથા શાન્ત જેમની મૂર્તિ છે; એવા યાદવોના સ્વામી શ્રી કૃષ્ણ પરમાત્માને હું નમસ્કાર કરૂં છું. ॥ ૩૨ ॥

॥ विराटउवाच ॥ नमोब्रह्मण्यदेवाय गोब्राह्मणहिताय च ॥ जगद्धितायकृष्णायगोविंदायनमोनमः३

વિરાટરાજા કહે છેઃ—બ્રાહ્મણો જેમને બહુ જ વ્હાલા એવા અને ગાયો તથા બ્રાહ્મણોનું હિત કરનાર, અને જગતનું પણ હિત કરનાર ગોવિન્દ એવા શ્રી કૃષ્ણ ભગવાનને હું વારંવાર નમસ્કાર કરૂં છું. ॥૩૩॥

॥ शल्यउवाच ॥ अतसीपुष्पसंकाशंपीतवाससम-
च्युतम् ॥ येनमस्यंतिगोविंदंतेषांविद्यतेभयम्॥३४॥

શૈલ્ય રાજા કહે છેઃ—અળશીના પુષ્પ જેવા શ્યામ શરીરવાળા, અને પીળાં રેશમી વસ્ત્ર ધારણ કરનાર એવા ગોવિન્દ ભગવાનને જે નમસ્કાર કરે છે; તે પુરૂષને કોઇ દિવસ ભય થતો નથી. ॥ ૩૪ ॥

॥ बलभद्रउवाच ॥ कृष्णकृष्णकृपालुस्त्वमगतीनां-
गतिर्भव ॥ संसारार्णवमग्नानांप्रसीदपुरुषोत्तम ।३५।

બળભદ્રજી કહે છે;—હે શ્રી કૃષ્ણ ! હે શ્રી કૃષ્ણ ! કૃપાળુ એવા આપ, નિરાધાર અને સંસારરૂપી સમુદ્રમાં ડુબકાં ખાનારા માણસો ઉપર પ્રસન્ન થાઓ; અને હે પુરૂષોત્તમ; એમના આધાર રૂપ બનો. ॥૩૫॥

॥ श्रीकृष्णउवाच ॥ कृष्ण कृष्णेति कृष्णेतियोमां-

स्मरति नित्यशः ॥ जलं भित्वा यथा पद्मं नर-
कादुद्धराम्यहम् ॥ ३६ ॥

શ્રી કૃષ્ણ ચન્દ્ર કહે છે:—હે કૃષ્ણ! હે કૃષ્ણ! હે કૃષ્ણ! એ પ્રમાણે જે મનુષ્યો નિરંતર મારૂં સ્મરણ કરે છે, તે માણસોનો જળમાંથી જેમ કમળ ઉપર આવે છે; તેવી રીતે નરક થકી ઉદ્ધાર કરૂં છું ॥૩૬॥

॥ सत्यं ब्रवीमिम-जाः स्वय मूर्ध्व बाहु र्योमां मु-
कुंद नरसिंह जनार्दनेति ॥ जीवो जप त्यनुदिनं
मरणे रणेवा पाषाण काष्ठ सदृशाय ददाम्य भीष्टम्३७

હે મનુષ્યો! હું પોતે ઉંચા હાથ કરીને સત્ય કહું છું કે જે માણસ મુકુન્દ, નરસિંહ, અને જનાર્દન વિગેરે એવાં મારાં નામ મરણ વખતે અથવા રણસંગ્રામમાં નિરંતર જપે છે, તેવો માણસ ભલે પાષાણ અથવા કાષ્ટ જેવો હોય તો પણ હું તેને અભિષ્ટ (પ્રિય) વસ્તુ આપુ છું.॥૩૭॥

॥ सूत उवाच ॥ तत्रैव गंगा यमुना च वेणी गो-
दावरी सिंधु सरस्वती च ॥ सर्वाणि तीर्थानि व-

**संति तत्र यत्राच्युतो दार कथा प्रसंगः ॥ ३८ ॥**

સુતપુરાણીજી કહે છેઃ—જે ઠેકાણે ભગવાનની ઉત્તમ કથા થાય છે તે ઠેકાણે શ્રી ગંગાજી, યમુનાં, વેણી, ગોદાવરી, સિંધુ અને સરસ્વતિ વિગેરે સર્વે તિર્થો નિરંતર નિવાસ કરે છે. ॥૩૮॥

**॥ यमउवाच ॥ नरकेपच्यमानस्तु यमेनपरिभाषितः किंत्वया नार्चितो देवः केशवः क्लेश नाशनः । ३९॥**

યમરાજા કહે છેઃ—નરકોમાં પીડા પામતા જીવોને જોઇને યમ રાજા પુછે છે કે, તમે કલેશ માત્રને નાશ કરનારા એવા કેશવ ભગવાનની પુજા શા માટે ન કરી!!! ॥૩૯॥

**॥ नारदउवाच ॥ जन्मांतरसहस्त्रेणतपोध्यानसमाधिभिः ॥ नराणांक्षीणपापानां कृष्णभक्ति प्रजायत**

નારદજી કહે છેઃ—હજારો જન્મના તપ, ધ્યાન અને સમાધિ વડે કરીને જેઓનાં પાપ નાશ પામ્યાં છે, એવા મનુષ્યોનેજ શ્રી કૃષ્ણચન્દ્રની ભક્તિ કરવી ગમે છે. ॥૪૦॥

॥ प्रह्लादउवाच ॥ नाथयोनिसहस्रेषुयेषुयेषु व्रजाम्यहम्॥ तेषुतेष्वचलाभक्तिरच्युतास्तुसदात्वयि ॥४१॥

પ્રહ્લાદજી કહે છે:—હે નાથ! હજારો યોનિયો પૈકી જે જે યોનિમાં હું જાઉં, તે તે યોનિમાં આપના તરફ મારી અચળ ભક્તિ રહેજો॥ ૪૨ ॥

या प्रीतिरविवेकानां विषयेष्वन पायिनी ॥
त्वा मनु स्मरतः सामे हृदयान्माप सर्पतु ॥ ४२ ॥

અવિવેકી મનુષ્યોને જેમ વિષયોમાં એક સરખી પ્રીતિ સદા રહે છે, તેમ આપનું સ્મરણ કરનાર મને; આપના તરફની પ્રીતિ એક સરખી હૃદયમાં રહેજો. ૪૨

॥ विश्वामित्रउवाच ॥ किं तस्य दानैः किंतीर्थैः किं-तपोभिः किमध्वरैः ॥ यो नित्यं ध्यायते देवं नराणां मनसि स्थितम् ॥ ४३ ॥

વિશ્વામિત્ર રૂષિ કહે છે:—પુરૂષોના અંતઃકરણમાં રહેલા દેવનું જે નિરંતર ધ્યાન કરે છે, તે પુરૂષે દાન આપવાની, તિર્થોમાં જવાની, તપ કરવાની, અને યજ્ઞ કરવાની કાંઇ જરૂર નથી. ॥ ૪૩ ॥

॥ जमदग्निरुवाच ॥ नित्योत्सवः सदा तेषां नित्य श्री नित्य मंगलम् ॥ येषां हृदिस्थो भगवान्मंगलाय तनं हरिः ॥ ४४ ॥

જમદગ્નિ ૠષિ કહે છેઃ—જે પુરૂષોના હૃદયમાં મંગલમૂર્તિ ભગવાન સદા બિરાજે છે, તે પુરૂષોને સદા ઉત્સવ, સદા લક્ષ્મી અને સદા મંગળ હોય છે. ॥૪૪॥

॥ भरद्वाजउवाच ॥ लाभस्तेषांजयस्तेषां कुतस्तेषांपराजयः ॥ येषामिंदीवरश्यामो हृदयस्थोजनार्दनः ॥

ભરદ્વાજ ઋષિ કહે છેઃ—જે પુરૂષોના હૃદયમાં શ્યામ કમળના જેવા જનાર્દન ભગવાન બિરાજે છે, તેમને સદાને માટે લાભ અને જય પ્રાપ્ત થાય છે; પણ પરાજય થતો નથી. ॥ ૪૫ ॥

॥ गौतमउवाच ॥ गो कोटि दानं ग्रहणेषु काशी प्रयाग गंगायुत कल्प वासः ॥ यज्ञायुतं मेरुसुवर्ण दानं गोविंद नाम्नां न कदापि तुल्यम् ॥ ४६ ॥

ગૌતમઋષિ કહે છેઃ—ગ્રહણ વખતે શ્રી કાશીજીમાં કરોડો ગાયોનું દાન કરે, પ્રયાગરાજમાં શ્રી ગંગાજી-

ના કિનારે દશહજાર કલ્પ સુધી રહી દસહજાર યજ્ઞ કરે, અને મેરૂ પર્વતના જેટલું સોનું દાન કરે; તોપણ શ્રી ગોવિંદ ભગવાનના નામની બરાબર થતું નથી.૪૬

॥ अत्रिरुवाच ॥ गोविंदेतिसदास्नानं गोविंदेतिसदा जपः ॥ गोविंदेतिसदाध्यानं सदागोविंदकीर्तनम् ॥

અત્રિરૂષિ કહે છેઃ–ભગવાન ગોવિન્દનું નામ સદા સ્નાન તુલ્ય છે, ગોવિન્દ નામનો જપ નિરન્તર કરવો, ગોવિન્દનું સદા ધ્યાન કરવું, અને ગોવિન્દ ભગવાનનું સદા કિર્તન કરવું. ॥ ૪૭ ॥

अक्षरंहि परं ब्रह्म गोविंदेत्यक्षर त्रयम् ॥ तस्मादुच्चारित ये नं ब्रह्म भूयाय कल्पते ॥ ४८ ॥

" ગોવિન્દ " એ નામના ત્રણ અક્ષર તે પરબ્રહ્મ રૂપ છે, માટે જે પુરૂષો ગોવિન્દ નામનો જપ કરે છે તે બ્રહ્મરૂપ બને છે. ॥ ૪૮ ॥

॥ श्रीशुकउवाच ॥ अच्युतः कल्पवृक्षो सावनंतः कामधेनवः ॥ चिंतामणिश्च गोविंदो हरिर्नाम विचिंतयेत् ॥ ४९ ॥

શ્રી શુકદેવજી કહે છેઃ–અચ્યુત ભગવાન કલ્પ-વૃક્ષ છે, અનન્ત ભગવાન કામધેનુ રૂપ છે; અને ગોવિન્દ ભગવાન ચિન્તામણી રૂપ છે, માટે તે હરિ નામનું વારંવાર સ્મરણ કરવું. ॥ ૪૯ ॥

॥ हरिरुवाच ॥ जयति जयति देवो देवकीनंदनोयं जयति जयति कृष्णो वृष्णि वंश प्रदीपः ॥ जयति जयति मेघ श्यामलः कोमलांगो जयति जयति पृथ्वी भार नाशो मुकुंदः ॥ ५० ॥

હરિ નામના યોગેશ્વર કહે છેઃ–શ્રી દેવકીજીના પુત્ર શ્રી કૃષ્ણ સદા જય પામો, વૃષ્ણ વંશને દીપાવનાર શ્રી કૃષ્ણ સદા જય પામો, મેઘના જેવા શ્યામ અને કોમળ જેમનાં અંગ છે એવા શ્રી કૃષ્ણ ભગવાન સદા જય પામો, તથા પૃથ્વીનો ભાર નાશ કરવા પ્રગટ થએલા મુકુન્દ ભગવાન સદા જય પામો. ॥ ૫૦ ॥

॥ पिप्पलायनउवाच ॥ श्रीमन्नृसिंहविभवेगरुडध्वजाय तापत्रयोपशमनायभवौषधाय ॥ कृष्णायवृश्चिकजलाग्निभुजंगरोगक्लेशव्ययापायहरयेगुरवेनमस्ते ५१

પિપ્પલાયન નામના યોગેશ્વર કહે છેઃ-શ્રીમાન્ નૃસિંહ પ્રભુ, ગરૂડ જેમની ધ્વજામાં છે, એવા ત્રણે તાપને શાન્ત કરનાર, સંસારરૂપ માહારોગના પરમ ઔષધરૂપ, એવા તથા વિંછી, જળ, અગ્નિ, નાગ, રોગ અને કલેશ તથા વ્યાધિ માત્રને હરણ કરનાર ગુરૂરૂપ શ્રી કૃષ્ણ માહારાજને હું નમસ્કાર કરૂં છું. ૫૧

॥ आविर्होत्रउवाच ॥ कृष्णत्वदीयपदपंकजपंजरांते अद्यैवमेविशतुमानसराजहंसः ॥ प्राणप्रयाणसमयेकफवातपित्तैः कंठावरोधनविधौस्मरणंकुतस्ते ५२

આવિર્હોત્ર નામના યોગેશ્વર કહે છેઃ—હે શ્રીકૃષ્ણ ચન્દ્ર ! આપના ચરણ કમળરૂપી પાંજરામાં મારો મનરૂપી રાજહંસ આજેજ પ્રવેશ કરો, કારણકે પ્રાણ જતી ( મરણ ) વખતે કફ, વાયુ અને પિત્તથી કંઠ રોકાઇ જાય તે વખતે આપનું સ્મરણ કેમ થઇ શકશે? ॥૫૨॥

॥ विदुरउवाच ॥ हरेर्नामैवनामैवनामैवममजीवनम् कलौ नास्त्येव नास्त्येव नास्त्येवगति रन्यथा ॥५३॥

વિદુરજી કહે છેઃ—વારંવાર શ્રીહરિનું નામજ સ્મ-

રણ કરવું એજ મારૂં જીવન છે, માટે હું વારંવાર કહું છું કે આ કલિયુગમાં તે શિવાય બીજી કોઇ ગતિ ( રસ્તો ) નથી. ॥ ૫૩ ॥

॥ वसिष्ठउवाच ॥ कृष्णोतिमंगलंनाम यस्यवाचिप्रवर्तते ॥ भस्मीभवंतितस्याशु महापातककोटयः।५४।

વસિષ્ઠરૂષિ કહે છેઃ-હે કૃષ્ણ ! એવું મંગળ નામ જે પુરૂષની વાણીમાં આવે છે, તે પુરૂષનાં કરોડો પાપો તુરતજ ભસ્મ થઇ જાય છે. ॥ ૫૪ ॥

॥ अरुंधत्युवाच ॥ ॥ कृष्णायवासुदेवायहरयेपरमात्मने ॥ प्रणतःक्लेशनाशायगोविंदायनमो नमः ॥५५॥

અરૂન્ધતિ કહે છેઃ-શ્રી કૃષ્ણ ! વસુદેવજીના પુત્ર, ભકતોનાં દુઃખહરણ કરનાર, પરમાત્મા, અને શરણમાં આવેલા પ્રાણીઓના કલેશ નાશ કરનાર, એવા ગોવિન્દ ભગવાનને હું વારંવાર નમસ્કાર કરૂં છું.॥૫૫॥

॥ कश्यपउवाच ॥ कृष्णानुस्मरणादेवपापसंघातपंजरः ॥ शतधाभेदमाप्नोति गिरिर्वज्रहतोयथा ५६

કશ્યપરૂષિ કહે છેઃ-શ્રી કૃષ્ણનું સ્મરણ કરવા-

થીજ, પર્વતના જેમ વજ્રથી કટકે.કટકા થઈ જાય છે; તેમ પાપના ઢગલાનો નાશ થાય છે. ॥ ૫૬ ॥

॥ दुर्योधनउवाच ॥ जानामि धर्मं न च मे प्रवृत्ति र्जानाम्य धर्मं न च मे निवृत्तिः ॥ केनापि देवेन र्हृदि स्थितेन यथा नियुक्तो स्मि तथा करोमि॥५७॥

દુર્યોધન કહે છેઃ—હું ધર્મને સમજુ છું પણ તે આચરણ કરવામાં મારી પ્રવૃત્તિ થતી નથી, અને જો કે અધર્મને પણ સમજુ છું છતાં તેથી હું પાછો વળી શકતો નથી; પણ કોઇ એક હૃદયમાં રહેલા દેવ જેમ મને પ્રેરણા કરે છે તેમ હું પગલાં ભરૂં છું. ॥ ૫૭ ॥

ये न स्व गुण दोषेण क्षम्यतां मधुसूदनः ॥ अहं मेव महं हंतुं मम दोषो न विद्यते ॥ ५८ ॥

હે મધુસુદન! અમારા ગમે તેવા ગુણ દોષ હોય છતાં આપ ક્ષમા કરો. હે નાથ! અહંકાર એજ પોતાનું બુરૂં કરનાર છે, એમાં મારો દોષ નથી. ॥૫૮॥

॥ भृगुरुवाच ॥ नामैवतवगोविंदकलौत्वत्त:शताधिकम् ॥ ददात्युच्चारणान्मुक्तिविनाह्यष्टांगयोगतः ५९

ભૃગુરૂષિ કહે છેઃ—હે ગોવિંદ ! તમારૂં નામજ કલીયુગમાં તમારાથી સેંકડો ઘણું અધિક છે, કે જે નામ જપવા માત્રથીજ અષ્ટાંગ યોગ સાધવા શિવાય પણ મોક્ષ મળે છે. ॥ ૫૯ ॥

**लोमहर्षणउवाच ॥ नमामि नारायण पाद पकंजं करोमि नारायण पूजनं सदा ॥ वदामि नारायण नाम निर्मलं स्मरामि नारायण तत्व मव्ययम् ६०**

લોમહર્ષણ રૂષિ કહે છેઃ—શ્રી નારાયણના ચરણ કમલને હું નિરંતર નમસ્કાર કરૂં છું, નિરંતર શ્રી નારાયણનું પુજન કરૂં છું, નિર્મલ નારાયણનું નામ મુખથી જપુછું અને અવિનાશી નારાયણતત્વનુંજ નિરંતર ચિન્તવન કરૂં છું. ॥ ૬૦ ॥

**॥ शौनकउवाच ॥ स्मृत्वासकलकल्याणभाजनंयत्र जायते ॥ पुरुषंतमजंनित्यंव्रजामिशरणंहरिम् ॥६१॥**

શૌનકરૂષિ કહે છેઃ—જેનું સ્મરણ કરવા માત્રથીજ સર્વે કલ્યાણનું પાત્ર થવાય છે, તે જન્મ રહિત અ-વિનાશી પરમાત્માનું હું શરણ લઉં છું. ॥ ૬૧ ॥

॥ गर्गउवाच ॥ नारायणेतिमंत्रोस्तिवागस्तिवशव र्तिनी ॥ तथापि नरकेघोरे पतंतीत्येतदद्भुतम् ॥६२॥

ગર્ગાચાર્યજી કહે છે:—નારાયણ મંત્ર સુલભ છે, ને વાણી પોતાને કબજે છે, તો પણ માણસો ઘોર નરકમાં પડે છે, એ ઘણું આશ્ચર્ય જેવું છે. ॥ ૬૨ ॥

॥ दाल्भ्यउवाच ॥ किंतस्यबहुभिर्मंत्रैर्भक्तिर्यस्यज नार्दने ॥ नमोनारायणायेतिमंत्रःसर्वार्थसाधकः६३

દાલભ્ય રૂષિ કહે છે:—જે પુરૂષ જનાર્દનની ભક્તિ કરે છે તેને બીજા ઝાઝા મંત્રોની જરૂર નથી, એક "નમો નારાયણાય" એટલો મંત્ર સર્વ કાર્ય સિદ્ધ કરનારો છે. ૬૩

॥ वैशंपायनउवाच ॥ यत्रयोगेश्वरःकृष्णोयत्रपार्थो धनुर्धरः॥ तत्रश्रीर्विजयोभूतिर्धुवाणीतिमतिर्मम६४

વૈશંપાયન રૂષિ કહે છે:-જે ઠેકાણે યોગીઓના સ્વામી શ્રી કૃષ્ણ છે, અને જ્યાં ધનુર્ધર અર્જુનજી છે; ત્યાંજ લક્ષ્મી, વિજય, સંપત્તિ, અને અચળ નીતિ છે; એમ હું માનું છું. ॥ ૬૪ ॥

॥ अंगिराउवाच ॥ हरिर्हरतिपापानिदुष्टचित्तैरपि स्मृतः ॥ अनिच्छयापिसंस्पृष्टोदहत्येवहिपावकः६५

અંગિરાૠષિ કહે છેઃ–દુષ્ટ અંતઃકરણવાળા માણસો પણ શ્રી હરિને સંભારે તો, તે તેમનાં પાપો દુર કરે છે; જેમ ઇચ્છા વગર પણ સ્પર્શ કરવાથી અગ્નિ મનુષ્યને જરૂર બાળે છે. ॥ ૬૫ ॥

॥ पराशरउवाच ॥ सकृदुच्चरितंयेन हरिरित्यक्षरद्व यम् ॥ बद्धःपरिकरस्तेन मोक्षाय गमनंप्रातिः ॥६६॥

પરાશરૠષિ કહે છેઃ–એકવાર પણ જે માણસ "હરિ" એવા બે અક્ષર પોતાના મુખથી બોલે છે, તો તે માણસે જરૂર મોક્ષ મેળવવા માટે કેડ બાંધી છે એમ સમજવું. ॥ ૬૬ ॥

॥ पौलस्त्यउवाच ॥ हेजिह्वेरससारज्ञेसर्वदामधुराप्रि ये ॥ नारायणाख्यंपीयूषंपिबजिह्वेनिरंतरम् ॥ ६७ ॥

પૌલસ્ત્યૠષિ કહે છેઃ–રસોના સારને જાણનારી અને નિરંતર મધુર રસ જેને વ્હાલો છે, એવી હે જીભ્હા! નારાયણ નામરૂપી અમૃતને તું નિરંતર પાન કર.

॥ व्यासउवाच ॥ सत्यंसत्यंपुनःसत्यं भुजमुत्थाप्य चोच्यते ॥ नवेदाच्चपरंशास्त्रं नदेवः केशवात्परः६८

વ્યાસ ભગવાન કહે છેઃ–હું ઉંચો હાથ કરીને

વારંવાર સત્ય કહું છું કે વેદથી શ્રેષ્ઠ બીજું કોઇ શાસ્ત્ર નથી, અને કેશવ ભગવાનથી શ્રેષ્ઠ બીજા કોઇ દેવ નથી. ॥ ૬૮ ॥

॥ धन्वंतरिरुवाच ॥ अच्युतानंत गोविंद नामोच्चारण भेषजात् ॥ नश्यंति सकला रोगाः सत्यं सत्यं वदाम्यहम् ॥ ६९ ॥

શ્રી ધન્વન્તરીજી કહે છેઃ—હું સાચે સાચું કહું છું કે અચ્યુત, અનન્ત, ગોવિંદ એવાં નામોચ્ચારણ કરવારૂપ દવા લેવાથી સરવે રોગો નાશ પામે છે. ૬૯

॥ मार्कंडेयउवाच ॥ सा हानिस्तन्महच्छिद्रं साचांध जडमूढता ॥ यन्मुहूर्तं क्षणं वा पि वासुदेवं न चिंतयेत् ७०

માર્કંડેયઋષિ કહે છેઃ- જે માણસ ઘડી, ક્ષણ પણ વાસુદેવને નથી સંભારતો તેજ મોટી હાનિ, તેજ મોટું છિદ્ર, તેજ મોટી જડતા, અને તેજ મોટી મૂઢતા સમજવી. ॥ ૭૦ ॥

॥ अगस्त्यउवाच ॥ निमिषं निमिषार्द्धं वा प्राणिनां विष्णुचिंतनम् ॥ क्रतु कोटि सहस्राणां ध्यानमेकं विशिष्यते ॥ ७१ ॥

અગસ્ત્યઋષિ કહેછે:–એક નિમિષ અથવા અધો નિમિષ (આંખ ઉઘાડીને મિંચવી તે) પ્રાણી વિષ્ણુનું ચિંતવન કરે તો કરોડો યજ્ઞ કરવા કરતાં પણ તે વધે છે. ॥ ૭૧ ॥

॥ मनसाकर्मणा वाचा ये स्मरंति जनार्दनम् ॥ तत्र तत्र कुरुक्षेत्रं प्रयागो नैमिषं वनम् ॥ ७२ ॥

મન, કર્મ અને વાણીથી જ્યાં જનાર્દન ભગવાનનું સ્મરણ થતું હોય ત્યાંજ કુરૂક્ષેત્ર, પ્રયાગ અને નૈમિષારણ્ય સમજવાં. ॥ ૭૨ ॥

॥ श्रीशुकउवाच ॥ आलोड्यसर्वशास्त्राणिविचार्यैवं पुनःपुनः ॥ इदमेकंसुनिष्पन्नंध्येयोनारायणःसदा ॥

શ્રી શુકદેવજી કહે છે:–બધાં શાસ્ત્રો જોઇને વિચાર કરતાં એજ વાત સિદ્ધ થઈ છે કે સદા નારાયણ ભગવાનનુંજ ધ્યાન કરવા લાયક છે. ॥ ૭૩ ॥

॥ श्रीमहादेवउवाच ॥ शरीरं च नवच्छिद्रं व्याधि ग्रस्तं कलेवरम् ॥ ओषधं जान्हवी तोयं वैद्यो नारायणो हरिः ॥ ७४ ॥

શ્રી મહાદેવજી કહે છેઃ—નવ છીદ્રવાળું આ શરીર વ્યાધિનું ભરેલું છે. તેના વૈદ્ય શ્રી નારાયણ છે; અને ઔષધ ગંગાજળ છે. ॥ ૭૪ ॥

॥ शौनकउवाच ॥ भोजनाच्छादने चिंता वृथा कुर्वंति वैष्णवाः ॥ यो सौ विश्वंभरो देवः स भक्तान् कमुपेक्षेत ॥ ७५ ॥

શૌનકૃષિ કહે છેઃ—અહો!!! વૈશ્નવો ભોજન અને શયનને માટે નકામિ ચિંતા કરે છે, કારણ કે જે દેવ આખા વિશ્વનું પોષણ કરે છે; તે શું પોતાનાં ભક્તોની સંભાળ ન લે? અર્થાત્ લેશેજ. ॥ ૭૫ ॥

एवं ब्रह्मादयो देवा ऋषयश्च तपो धनाः ॥
कीर्तयंति सुर श्रेष्ठं देवं नारायणं विभुम् ॥ ७६ ॥

આ પ્રમાણે બ્રહ્માદિક દેવતાઓ અને તપ જેમનું ધન છે એવા ઋષિયો, દેવતાઓમાં શ્રેષ્ઠ અને સર્વના પ્રભુ નારાયણનું કિર્તન કરે છે. ॥ ૭૬ ॥

॥ सनत्कुमार उवाच ॥ यस्य हस्ते गदा चक्रे गरुडो यस्य वाहनम् ॥ शंखः करतले यस्य समे विष्णुः प्रसीदतु ॥ ७७ ॥

સનત્કુમાર કહે છેઃ—જેમના હાથમાં કૌમોદકી ગદા, તથા સુદર્શન ચક્ર છે. ગરૂડજી જેમનું વાહન છે અને એક હાથમાં જેમણે પંચજન્ય શંખ ધારણ કર્યો છે, એવા શ્રી વિષ્ણું ભગવાન મને પ્રસન્ન થાઓ. ૭૭

इदं पवित्रमायुष्यं पुण्यं पाप प्रणाशनम् ॥
यः पठत्प्रात रुत्थाय वैष्णवं स्तोत्र मुत्तमम् ॥७८॥

આ પવિત્ર આયુષ્ય વધારનાર, પુણ્ય પ્રાપ્ત કરાવનાર અને પાપ નાશ કરનાર, સર્વથી ઉત્તમ, શ્રી વિષ્ણું ભગવાનના આ સ્તોત્રનો પ્રાતઃકાળમાં વ્હેલા ઉઠીને જે પાઠ કરે છે. ॥ ૭૮ ॥

सर्व पाप वि निर्मुक्तो विष्णु सायुज्य माप्नुयात् ॥
धर्मार्थ काम,मोक्षार्थं पांडवैः परि कीर्तितम् ॥७९॥

તે માણસ સર્વ પાપથી મુક્ત થઇને વૈકુંઠને પામશે. ધર્મ, અર્થ, કામ ને મોક્ષરૂપ ચાર પુરૂષાર્થ પ્રાપ્ત કરવા પાંડવોએ આ સ્તોત્ર પ્રગટ કર્યું છે. ॥ ૭૯ ॥

आकाशात्पतितं तोयं यथा गच्छति सागरम् ॥
सर्वदेव नमस्कारः केशवं प्रति गच्छति ॥८०॥

જેમ આકાશમાંથી પડેલું જળ ગમે તે રસ્તે થઇને જેમ સમુદ્રમાંજ જાય છે, તેમ ગમે તે દેવને કરેલો નમસ્કાર પણ કેશવ ભગવાનનેજ પ્રાપ્ત થાય છે. ॥૮૦॥

॥ इति श्री पांडव कृत प्रपन्नगीता संपूर्णा ॥

ઇતિશ્રી પાંડવોએ કરેલી ગીતા સંપૂર્ણ.

समाप्तम्.

॥ श्री कृष्णार्पणमस्तु ॥



# अथाष्टादश श्लोकीगीता प्रारभ्यते.

॥ श्री गणे ायनमः ॥ अर्जुनउवाच ॥ निमित्तानिच पश्यामि विपरीतानि केशव॥ नचश्रेयोऽनुपश्यामि हत्वा स्वजन माहवे ॥ १ ॥

## અથ અષ્ટાદશ શ્લોકી ગીતા.

### શ્રી ગણેશાય નમઃ અથ ટીકાઃ—

અર્જુનજી કહે છે—હે કેશવ ભગવાન ! જેટલાં કારણો છે તેને હું વિપરીત જોઉં છું, યુદ્ધમાં પોતાના કુટુમ્બને હણીને હું કાંઇ કલ્યાણ દેખતો નથી. ॥ ૧ ॥

॥ श्री भगवानुवाच ॥ योगस्थः कुरु कर्माणि, संगं त्यक्त्वा धनंजय ॥ सिद्धयसि योः समो भूत्वा समत्वं योगउच्यते ॥ २ ॥

શ્રી ભગવાન કહે છેઃ—હે અર્જુન ! સર્વનો સંગ ત્યાગ કરી યોગમાં રહી કર્મ કર્ય, સિદ્ધિ અને અસિદ્ધિ બન્નેમાં સમદૃષ્ટિવાળો થાય છે તેને સમત્વ યોગ કહે છે. ॥૨॥

कर्मेंद्रियाणि, संयम्य य आस्ते· मनसा स्मरन् ॥
इंद्रियार्थान्विमूढात्मा मिथ्याचारः स उच्यते ॥३॥

જે માણસ કર્મ અને ઇન્દ્રિયોને નિયમમાં રાખી મનથી મને સ્મરણ કરતો રહ્યો છે તે ઉત્તમ છે, અને ઇન્દ્રિયોના અર્થને જે મુર્ખ માણસ મનમાં ચિન્તવન કરે છે તે મિથ્યાચારવાળો કહેવાય છે. ॥ ૩ ॥

श्रद्धावाँल्लभते ज्ञानं तत्परः संयतेंद्रियः ॥ ज्ञानं
लब्ध्वा परांशांति मचिरेणाधि गच्छति ॥ ४ ॥

મારા ઉપરશ્રદ્ધાવાળો હોય છે તે જ્ઞાનને પામે છે, અને તે જ્ઞાન પામી ઇન્દ્રિયોને કબજે રાખે છે, એવું જ્ઞાન પામ્યા પછી થોડાક વખતમાં તે માણુસ ઉત્તમ શાન્તિને પામે છ. ॥ ૪ ॥

यतेंद्रिय मनोबुद्धि मुंनि मोक्ष परायणः ॥ विग-
तेच्छा भय क्रोधो, यः सदा मुक्त एवसः ॥५॥

ઇન્દ્રિયો, મન અને બુદ્ધિને નિયમમાં રાખનાર મોક્ષની ઇચ્છાવાળો તથા ઇચ્છા, ભય અને ક્રોધ જેના નાશ પામ્યાં છે તેવો જ્ઞાની પુરૂષ સદા મુક્તજ કહેવાય છે. ॥ ૫ ॥

युक्ताहार विहारस्य युक्त चेष्टस्य कर्मसु ॥ युक्त स्वप्नावबोधस्य योगो भवति दुःखहा ॥ ६ ॥

જે સ્થિર મનવાળો મનુષ્ય ખાવા પીવા, ફરવા વિગેરે ક્રિયાઓમાં નિયમીત રહે છે, તેને યોગ દુઃખને નાશ કરનાર થાય છે અર્થાત્ તે મનુષ્ય યોગમાં પ્રવેશ કરી શકે છે. ॥ ૬ ॥

दैवी ह्येषा गुणमयी मम माया दुरत्यया ॥ मामेव ये प्रपद्यंते माया मेतां तरंतिते ॥ ७ ॥

હે અર્જુન ! આ મારી માયા મહાન્ દુર્ઘટ છે, તે માયાને જે પ્રાણી તરે છે; તેજ પ્રાણી મને પામે છે.॥૭॥

अग्नि ज्योंतिरहः शुक्लः षण्मासा उत्तरायणम् ॥ तत्र प्रयाता गच्छंति ब्रह्म ब्रह्म विदोजनाः ॥८॥

અગ્નિ, તેજ, સૂર્યનારાયણ, શુક્લ પક્ષ તથા ઉત્તરાયણના છ માસ તે પ્રકાશ સ્વભાવવાળાં હોવાથી તે કાળમાં જે પ્રાણી મારૂં સ્મરણ કરતો થકો કલેવરને છોડે છે, તે પ્રાણી બ્રહ્મની ગતિને પામે છે; એવું જ્ઞાની પુરૂષો કહે છે. ॥ ૮॥

अपिचेत्सु दुराचारो भजते मामनन्य भाक् ॥ साधु
रेव स मंतव्यः सम्यग्व्यव सितोहितः ॥ ९ ॥

કોઈ પ્રાણી ભુલથી થોડા અવગુણવાળો હોય પણ શુદ્ધ મનથી મારૂં ભજન કરતો હોય તેને ઉત્તમ માનવો; અને તેજ શ્રેષ્ઠ ઉદ્યમવાળો કહેવાય છે. ॥ ૯ ॥

यो मामजमनादिंच वेत्ति लोक महेश्वरं ॥ असंमूढः
समर्स्येषु सर्व पापैः प्रमुच्यते ॥ १० ॥

જે પ્રાણી મને અજન્મા, અનાદિ તથા ત્રણે લોકનો સ્વામી જાણે છે, તેવો જ્ઞાની પુરૂષ સર્વ પાપ થકી મુકાય છે. ॥ ૧૦ ॥

मत्कर्म कृन्मत्परमो मद्भक्तः संग वर्जितः॥ निर्वैरः
सर्व भूतेषु यः समामेति पांडव ॥ ११ ॥

હે અર્જુન, મારા નિમિત્તેજ સર્વ કર્મ કરનાર, મારામાંજ પ્રીતિવાળો, મારીજ ભક્તિ કરનાર, અને કોઇ પ્રાણીનો સંગ નહિ કરનાર તથા કોઇ પ્રાણીની સાથે વૈર નહિ બાંધનાર, પ્રાણી મને પામે છે. ॥ ૧૧ ॥

श्रेयोहि ज्ञानमभ्यासा ज्ज्ञानाद्ध्यानं विशिष्यते ॥

ध्यानात्कर्म फल त्याग स्त्यागाच्छांतिरनंतरम् ॥१२॥

હંમેશાં જ્ઞાનનો અભ્યાસ કરવો તે ઉત્તમ છે, તેથી પણ શ્રી ભગવાનનું ધ્યાન ઉત્તમ છે, તેથી પણ નિષ્કામ કર્મ કરવાં તે ઉત્તમ છે; અને તેથી પણ સર્વ જીવોમાં હું રહ્યો છું એવો ભાવના કરવી તે સૌથી ઉત્તમ છે. ॥ ૧૨ ॥

क्षेत्रज्ञंचापि मां विद्धि सर्व क्षेत्रेषु भारत ॥ क्षेत्र क्षेत्रज्ञयोर्ज्ञानं यत्तज्ज्ञानं मतं मम ॥ १३ ॥

હે અર્જુન, સર્વ પંચભુતના દેહોમાં જીવાત્મા રૂપે રહેલો હુંજ છું માટે દે  અને જીવાત્મા એ બંનેનું જે જ્ઞાન તેજ મારે માન્ય છે. ॥ ૧૩ ॥

मां चयोऽव्यभिचारेण भक्ति योगेन सेवते ॥ स गुणान्समतीत्यैव ब्रह्म भूयाय, कल्पते ॥ १४ ॥

જે પ્રાણી શુદ્ધ ભક્તિથી મારૂં પુજન કરે છે, તે પ્રાણી ત્રણે ગુણોનો ત્યાગ કરી બ્રહ્મરૂપ બને છે.॥૧૪॥

निर्मान मोहा जित संग दोषा अध्यात्म नित्या विनिवृत्त कामाः ॥ द्वंद्वै विमुक्ताः सुखदुःख संज्ञै

गच्छन्त्य मूढाः पदमव्ययं तत् ॥ १५ ॥

માન તથા મોહ જેના ગએલા છે, સંગના દોષને જીતનાર, સર્વ પ્રાણીઓના શરીરમાં રહેલા પરમાત્માને ઓળખનાર અને કામ ક્રોધાદિકને ત્યાગ કરનાર, તથા સુખ અને દુઃખમાં સમાન રહેનાર જ્ઞાની પુરૂષો નિર્મળ મારા પદ (મોક્ષ ધામ)ને પામે છે. ॥ ૧૫ ॥

यःशास्त्र विधि मुत्सृज्य वर्तते काम कारतः ॥ न स सिद्धि मवाप्नोति न सुखं न परांगतिम् ॥१६॥

જે કામનાવાળો પુરૂષ શાસ્ત્રની મર્યાદાને ઉલંઘન કરી સંસારમાં રહે છે તે પુરૂષ ઉત્તમ સિદ્ધિ, ઉત્તમ સુખ અને શ્રેષ્ઠ ગતિને પામતો નથી. ॥ ૧૬ ॥

मनः प्रसादः सौम्यत्वं मौनमात्म विनिग्रहः ॥ भाव संशुद्धिरित्येवं तपो मानस मुच्यते ॥ १७ ॥

ગમે તેવા સુખ દુઃખના પ્રસંગમાં પણ મનને પ્રસન્ન તથા સમતાવાળું રાખે, મૌનવૃત્તિને ધારણ કરે, અને આત્માનુંજ અખંડ શુદ્ધ ભાવથી ચિંતવન કરે તે માનસિક તપ કહેવાય છે. ॥ ૧૭ ॥

सर्व धर्मान्परित्यज्य मामेकं शरणं व्रज ॥ अहं त्वां सर्व पापेभ्यो मोक्षयिष्यामि मा शुचः ॥ १८ ॥

હે અર્જુન, સર્વ ધર્મોનો ત્યાગ કરી મારીજ શરણે આવ્ય, હું તને સર્વ પાપોથી છુટો કરીશ, માટે તું શોકનો ત્યાગ કર. ॥ ૧૮ ॥

गीता सारं मिदं पुण्यं यः पठेत्सु समाहितः विष्णु लोक मवाप्नोति भय शोक विनाशनम् ॥ १९ ॥

જે મનુષ્ય આ સંસારમાં ભય શોકને નાશ કરનાર, પવિત્ર એવી આ અષ્ટાદશ શ્લોકની ગીતાનો મનને કબજે રાખીને પાઠ કરે છે; તે મનુષ્ય ભય શોકને નાશ કરનાર એવા વિષ્ણુલોકમાં જાય છે.

॥ इति श्री वेद व्यास विरचिताऽष्टादश श्लोकी गीता संपूर्णा ॥

॥ શ્રી વેદ વ્યાસની બનાવેલી અઢાર શ્લોકની ગીતા સંપૂર્ણ. ॥

॥ श्री कृष्णार्पणमस्तु ॥

## ચિત્તભ્રમ;—દિવાનાપણું,—ઘેલછા—

**(INSANITY-MANIA.)**

ના દરદીને માટે રામબાણ દવા અમારી પાસે છે.

**દાદર, ખસ તથા ખરજવાનો અકસીર મલમ**

કિંમત ડબી ૧) ના રૂા. ૦—૪—૦

**દાંતના સર્વે રોગો માટે,**

**ખુશબોદાર, સસ્તુ અને મુખ સ્વચ્છ કરનાર મંજન**

કિંમત તોલા ૧૦ ના રૂા. ૦—૬—૦

**અળધીઆ તાવ શિવાયના તમામ તાવ ઉપર**

**રામબાણ ગોળીઓ.**

કિંમત ડબી ૧) માં ગોળી ૨૦ રૂા. ૧—૪—૦

આ શિવાય દરેક રોગની દવા ઓછા દર લઈ કરવામાં આવે છે.

મળો યા લખો,

દેશી દવાઓ બનાવનાર તથા વેચનાર,

## વૈદ્ય. એમ. વ્યાસ.

ઠે. દરીઆપુર, વાડીગામ, મહેતા પોળ,

ઘર નં. ૨૫૭—૨૮૫. અમદાવાદ.